# એકવાર બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ પઢવાની મહાન ફઝીલત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○

**એકવાર બિસ્મિલ્લાહ... પઢવા બદલ છોત્તેર હજાર (૭૬૦૦૦) નેકીઓ મળશે, છોત્તેર હજાર (૭૬,૦૦૦) ગુનાહ માફ થશે, છોત્તેર હજાર (૭૬,૦૦૦) દરજાત બુલંદ થશે.**

બિસ્મિલ્લાહ ની તિલાવત કરવા બદલ મળતા અજર-સવાબનું વર્ણન કરતાં મશહૂર સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે :

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ: مَنْ قَرَأَ "بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ" كَتَبَ اللّٰهُ لَهٗ بِكُلِّ حَرْفٍ اَرْبَعَةَ اٰلَافٍ حَسَنَةً وَمَحَا عَنْهُ اَرْبَعَةَ اٰلَافٍ سَيِّئَةً وَرَفَعَ لَهٗ اَرْبَعَةَ اٰلَافٍ دَرَجَةً ؕ

(અર્થ : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જે માણસ ''બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ''ની તિલાવત કરે છે, તો અલ્લાહ તઆલા બિસ્મિલ્લાહના દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં તેના નામ-એ-આ'માલ (કર્મપત્ર)માં ચાર હજાર નેકીઓ લખી દે છે અને તેના ચાર હજાર ગુનાહ માફ ફરમાવી દે છે અને તેના ચાર હજાર દરજાત બુલંદ ફરમાવી દે છે.)

(તફસીરે ફત્હુલ કદીર : ૧/૧૯, સંદર્ભ : મવલાના મુહમ્મદ રૂહુલ્લાહ નક્શબંદી કૃત ''બિસ્મિલ્લાહ કે ફઝાઈલ વ બરકાત'': ૧૨૬)

# બજારમાં તસ્બીહની ફઝીલત

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બજાર ભૂલ અને ગફલતની જગ્યા છે. બસ, જે માણસ બજારમાં એક વખત તસ્બીહ سُبْحَانَ اللّٰهِ ط (સુબ્હાનલ્લાહ) પઢશે તો અલ્લાહ તઆલા એના બદલામાં એ માણસ માટે દસ લાખ નેકીઓ લખી આપશે.

(નુઝહહ : ૧/૧૧૯, સંદર્ભ : તરગીબુલ મુસ્લિમીન : ૨૧૫)

**જરા વિચારો, મારા ભાઈઓ !** આ તસ્બીહ બજારમાં એક વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના બદલામાં દસ લાખ (૧૦,૦૦,૦૦૦) નેકીઓ લખી આપશે.

એક વખત **"સુબ્હાનલ્લાહ"** જે માણસ બજારમાં પઢશે તો ઈન્શાઅલ્લાહ અલ્લાહ તઆલા દસ લાખ ઝાડો તેના હિસ્સાની જન્નતમાં રોપી દેશે. કેમ કે એક વખત **"સુબ્હાનલ્લાહ"** પઢવાથી અલ્લાહ તઆલા એક ઝાડ તે માણસની જન્નતમાં રોપી દે છે. (હદીષ) પરંતુ બજાર એ ગફલતની જગ્યા છે માટે ત્યાં પઢવાનો અજર અને સવાબ પણ ઘણો જ મોટો છે અને એના પઢવા પર બીજો જે સવાબ આપશે તે તો અલગ.

● ● ●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

● ● ●

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا مَّا هُوَ اَهْلُهٗ ط

● ● ●

## બજારમાં પઢવાનો મહાન અજર અને સવાબ

(૧) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ બજારમાં દાખલ થતી વખતે આ (નીચે દર્શાવેલી) દુઆ પઢી લેશે તો અલ્લાહ તઆલા એના હિસાબ (નામ–એ–આ'માલ) માં દસ લાખ નેકીઓ લખી આપશે, એની દસ લાખ ખતાઓ યા ગુનાહોને માફ ફરમાવી દેશે અને એના દસ લાખ દરજાત બુલંદ ફરમાવશે. (તિરમિઝી શરીફ)

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ
وَلَهُ الْحَمْدُ يُحْيِيْ وَيُمِيْتُ وَهُوَ حَيٌّ لَّا يَمُوْتُ
بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ط

(૨) એક હદીષ અનુસાર ઉપરોક્ત દુઆ પઢનાર માટે (ઉક્ત ફઝાઈલ ઉપરાંત) જન્નતમાં એક મહેલ પણ બનાવી દેવાશે.
(મુસ્તદરકે હાકિમ, નવવી કૃત "અલ અઝકાર" પૃ. ૨૪૨, હદીષ નં. ૮૫૫)

**સાર :** ઈમામ બગવી (રહ.) ફરમાવે છે કે મામૂલી ઝિક્ર કરવા પર આવો મહાન સવાબ મળવાની હિકમત એ જ છે કે ઝિક્ર કરનારે ગાફિલ લોકોના પ્રચંડ સમૂહમાં અલ્લાહ તઆલાને યાદ રાખ્યો. બજાર એક ગફલતની જગ્યા છે, તેથી ત્યાં અલ્લાહ તઆલાને યાદ કરવું વધુ અજર અને સવાબનું કામ છે.

(૩) હઝરત અબૂ કલાબહ (રદિ.) ફરમાવે છે કે બે માણસ એક વખતે બજારમાં મળ્યા. એ બન્નેએ એક બીજાને કહ્યું, બજાર ગફલતની જગ્યા છે. અહિંયા સર્વે લોકો અલ્લાહની યાદથી ગાફિલ છે. આવ, અહિંયા આપણે અલ્લાહની યાદ કરીએ. બન્ને

જણાએ બજારમાં અલ્લાહનો ઝિક્ર કર્યો. ભોગજોગે તેમાંનો એક મરણ પામ્યો તો બીજાએ તેને ખ્વાબમાં જોયો. મરનારે એને કહ્યું, તને કંઈ ખબર છે ? જે દિવસે મેં અને તેં બજારમાં અલ્લાહને યાદ કર્યો હતો, તે જ દિવસે ત્રીજા પહોરે અલ્લાહ તઆલાએ મને બખ્શી દીધો, એટલે કે મરતાં જ બખ્શી દેવામાં આવ્યો.

(ઇબ્ને અબીદુન્યા)

**જરા વિચારો, મારા ભાઈઓ !** ઉપરનો કલિમો બજારમાં રમઝાન વગરના દિવસોમાં એક વખત પઢે તો દસ લાખ નેકીઓ મળે છે. દસ લાખ ગુનાહો માફ થઈ જાય છે અને દસ લાખ દરજ્જાઓ બુલંદ થાય છે અને એક મહેલ, પરંતુ જે માણસ આ જ અમલને રમઝાનના દિવસોમાં કરશે તો સવાબ અને અજરનો હિસાબ–કિતાબ બદલાઈ જશે.

●●●

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ
سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط



اَسْتَغْفِرُ اللّٰهَ الْعَظِيْمَ
وَاَتُوْبُ اِلَيْهِ ط

●●●

سُبْحَانَ اللّٰہِ وَبِحَمْدِہٖ، سُبْحَانَ اللّٰہِ الْعَظِیْمِ ط

• • •

جَزَی اللّٰہُ عَنَّا مُحَمَّدًا مَّا ھُوَاَھْلُہٗ ط

• • •

اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰٓی اٰلِ مُحَمَّدٍ فِی الْاَوَّلِیْنَ
وَالْاٰخِرِیْنَ وَفِی الْمَلَاِ الْاَعْلٰی اِلٰی یَوْمِ الدِّیْنِ ط

• • •

## જન્નતમાં ઝાડો રોપવાના તથા મહેલો તૈયાર કરવાનાં અમલો

**દરેક કલિમહનાં બદલામાં જન્નતમાં એક ઝાડ રોપી દેવામાં આવે છે.**

سُبْحَانَ اللّٰہِ وَالْحَمْدُ لِلّٰہِ وَلَآ اِلٰہَ اِلَّا اللّٰہُ وَاللّٰہُ اَکْبَرُ ط

**ફઝીલત :** એના પ્રત્યેક (દરેક) કલિમહનાં બદલામાં તમારા માટે એક ઝાડ રોપી દેવામાં આવે છે. (ફઝાઈલે આ'માલ)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

قُلۡ هُوَ اللّٰهُ اَحَدٌ ۚ ﴿۱﴾ اَللّٰهُ الصَّمَدُ ۚ ﴿۲﴾ لَمۡ یَلِدۡ ۬ۙ وَ لَمۡ یُوۡلَدۡ ۙ﴿۳﴾ وَ لَمۡ یَکُنۡ لَّهٗ کُفُوًا اَحَدٌ ﴿۴﴾ (سورۃ الاخلاص ۱۱۲:۱-۴)

## સો (૧૦૦) મહેલ તા'મીર થશે, ઉપરાંત .....

ફઝીલત : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે વુઝૂ સાથે સો (૧૦૦) વાર (સૂરએ) **"કુલ હુવલ્લાહુ અહદ...."** પઢી. એવી રીતે કે **સૂરએ ફાતિહા**થી શરૂઆત કરી તો અલ્લાહ તઆલા તેના માટે દરેક હર્ફ (અક્ષર)ના બદલામાં દસ નેકીઓ લખશે અને તેના દસ દરજાત બુલંદ ફરમાવશે અને તેના માટે જન્નતમાં સો (૧૦૦) મહેલ તા'મીર ફરમાવશે. (બયહકી કૃત ''શુઅબુલ ઈમાન'' હદીષ નં : ૨૩૧૮)



## જન્નતમાં એક "ગુંબદ"(મિનારો) તૈયાર થાય છે

એક હદીષમાં આવ્યું છે કે જે માણસ

سُبۡحَانَ اللّٰهِ وَبِحَمۡدِهٖ، سُبۡحَانَ اللّٰهِ الۡعَظِيۡمِ

**સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી,સુબ્હાનલ્લાહિલ અઝીમ.**

સાત (૭) વખત પઢશે તો તે માણસ માટે જન્નતમાં એક ગુંબદ (મિનારો) તા'મીર (તૈયાર) થઇ જાય છે.

(મશહૂર મુહદ્દિસ હાફિઝ ઇબ્ને કય્યિમ (રહ.)ની કિતાબ ''અલ્ વાબિલુસ્સય્યિબ'' ફઝાઇલે ઝિક્ર, ફઝાઇલે આ'માલ)

## ચાળીસ (૪૦) વર્ષની ઇબાદતનો સવાબ

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ، سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ ط

**ફઝીલત:** આ તસ્બીહને મગરિબની નમાઝ બાદ પઢવાથી ચાળીસ (૪૦) વર્ષની ઈબાદતનો સવાબ મળે છે.

[''મો'મિનકી ઝિંદગી'' : ૫૫. સ્ત્રોત : હઝ. મવ. મુફતી ઈસ્માઈલ વાડીવાલા સા. કૃત ''હુઝૂર (સલ.)ની મુહબ્બત'' : ૨૪]

આ ફરિશ્તાઓની તસ્બીહ છે.
(ફત્હુલ બારી શર્હે બુખારી શરીફ : ૧૧/૨૦૭).
(૧ તસ્બીહ = ૧૦૦ વખત)

## તસ્બીહ પઢવાની ફઝીલત
## (વિતેલા વર્ષોનાં ગુનાહો માફ)

હદીષ શરીફમાં છે :

''مَنْ سَبَّحَ عِنْدَ غُرُوْبِ الشَّمْسِ سَبْعِيْنَ تَسْبِيْحَةً غُفِرَ لَهٗ سَائِرُ عَمَلِهٖ۔''

''મન સબ્બહ ઇન્દ ગુરૂબિશશમ્સિ સબ્ઈન તસ્બીહતન ગુફિર લહૂ સાઅિરુ અમલિહી.''

(અર્થ : જે માણસે ગુરૂબે આફતાબ (સૂર્યાસ્ત) વખતે સિત્તેર (૭૦) વાર તસ્બીહ سُبْحَانَ اللّٰهِ ط (સુબ્હાનલ્લાહ) પઢી, તો અલ્લાહ તઆલા તેના પાછલા (વિતેલા વર્ષોના) દરેક પ્રકારના અમલ (ગુનાહ) માફ ફરમાવી દેશે.)

(દયલમી, કન્ઝુલ ઉમ્માલ : ૧/૪૭૩, હદીષ ક્રમાંક : ૨૦૫૭)

નોટ : સિત્તેર વાર તસ્બીહ (સુબ્હાનલ્લાહ) પઢવામાં માત્ર એક મિનિટ જેટલોજ સમય લાગે છે.

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

اَفَحَسِبۡتُمۡ اَنَّمَا خَلَقۡنٰکُمۡ عَبَثًا وَّ اَنَّکُمۡ اِلَیۡنَا لَا
تُرۡجَعُوۡنَ ﴿۱۱۵﴾ فَتَعٰلَی اللّٰہُ الۡمَلِکُ الۡحَقُّ ۚ لَاۤ اِلٰہَ اِلَّا
ہُوَ ۚ رَبُّ الۡعَرۡشِ الۡکَرِیۡمِ ﴿۱۱۶﴾ وَ مَنۡ یَّدۡعُ مَعَ اللّٰہِ
اِلٰـہًا اٰخَرَ ۙ لَا بُرۡہَانَ لَہٗ بِہٖ ۙ فَاِنَّمَا حِسَابُہٗ عِنۡدَ
رَبِّہٖ ؕ اِنَّہٗ لَا یُفۡلِحُ الۡکٰفِرُوۡنَ ﴿۱۱۷﴾ وَ قُلۡ رَّبِّ اغۡفِرۡ
وَ ارۡحَمۡ وَ اَنۡتَ خَیۡرُ الرّٰحِمِیۡنَ ﴿۱۱۸﴾ ع (المؤمنون ۲۳:۱۱۵-۱۱۸)



بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ○

فَسُبۡحٰنَ اللّٰہِ حِیۡنَ تُمۡسُوۡنَ وَ حِیۡنَ تُصۡبِحُوۡنَ ﴿۱۷﴾
وَ لَہُ الۡحَمۡدُ فِی السَّمٰوٰتِ وَ الۡاَرۡضِ وَ عَشِیًّا وَّ حِیۡنَ
تُظۡہِرُوۡنَ ﴿۱۸﴾ یُخۡرِجُ الۡحَیَّ مِنَ الۡمَیِّتِ وَ یُخۡرِجُ
الۡمَیِّتَ مِنَ الۡحَیِّ وَ یُحۡیِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِہَا ؕ
وَ کَذٰلِکَ تُخۡرَجُوۡنَ ﴿۱۹﴾ ع (الروم ۳۰:۱۷-۱۹)

# સૂરએ હશ્રની અંતિમ ત્રણ આયતો

પ્રથમ ત્રણ વાર આ તઅવ્વુઝ પઢે

اَعُوْذُ بِاللّٰهِ السَّمِيْعِ الْعَلِيْمِ
مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ ط

પછી નીચેની આયતો એકવાર પઢે

هُوَ اللّٰهُ الَّذِىْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ عٰلِمُ الْغَيْبِ
وَالشَّهَادَةِ ۚ هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ﴿۲۲﴾ هُوَ اللّٰهُ
الَّذِىْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْمَلِكُ الْقُدُّوْسُ السَّلٰمُ
الْمُؤْمِنُ الْمُهَيْمِنُ الْعَزِيْزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ ط
سُبْحٰنَ اللّٰهِ عَمَّا يُشْرِكُوْنَ ﴿۲۳﴾ هُوَ اللّٰهُ الْخَالِقُ
الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ط يُسَبِّحُ
لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ
الْحَكِيْمُ ﴿۲۴﴾ ع

(الحشر ۵۹:۲۲-۲۴)

اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ط

• • •

## દુરૂદે ઈબ્રાહીમ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰٓى اٰلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰٓى اِبْرَاهِيْمَ وَعَلٰٓى اٰلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ ط